# શ્રી જૈન

# બાળશિક્ષણ

## ભાગ ૧ લો.

આવૃતી ૨ જી

પ્રત ૫૦૦

સંવત ૧૯૭૪

સને ૧૯૧૭

વિના મૂલ્ય





नाय।र.

ग विजाणं तिस

पडुश्व संखायए एस आय।..

समियाए परियाए वियाहिए तिवेमि.

અર્થાત—જે આત્મા તેજ જાણનાર, અને જે જાણનાર તેજ આત્મા. આમ હોવાથી જ્ઞાન એજ આત્મા છે. જેણે કરી વિશેષે જણાય છે તે આત્મા કહેવાય છે. એ રીતે જે જ્ઞાન અને આત્માનુ એકપણું માને તેજ આત્મવાદી છે, અને તેવા પુરૂનુજ યથાંર્થપણે સંયમ અનુષ્ઠાન કહેલુ છે.

---

ધી શારદા વિજય પ્રીં. પ્રેસમાં શા. હરજીવન અમરશીએ છાપી. સાંથપીપળી—નડીઆદ.

શા. મોહનલાલ ભુરાભાઇ તરફથી
સદુપયોગાર્થે ભેટ.

---

# શ્રી જૈન બાળ શિક્ષણ

## ભાગ ૧ લો



કર્તા

લીંબડી સંપ્રદાયના મહારાજ શ્રી મોહન-
લાલજીના શીષ્ય મુનીશ્રી મણીલાલજી



છપાવી પ્રસિદ્ધ કર્તા
શા. મોહનલાલ ભુરાભાઇ.
રે. પોરબંદર

મૂલ્ય સદુપયોગ

वीरः सर्वसुरासुरेंद्रम[illegible]तो वीरं बुधाः संश्रिताः
वीरेणाभिहतः स्वकर्मनिचयो [illegible]यानित्यं नमः॥
वीरा[illegible]तीर्थमिदं प्र[illegible]त्तमतुलं वीरस्य घोरं तपः।
वीर श्री धृति[illegible]र्तिकांति निचयः श्री वीरभद्रं
दिशः ॥ १ ॥

અર્થ—શ્રી વીર પરમાત્મા, દેવદાનવના રાજાઓથી પુજાયેલ છે, અને દેવતાઓ શ્રી વીર ભગવાનને આશ્રય કરી રહ્યા છે. વીર ભગવાને પોતાના કર્મનો સમૂહ ખપાવી દીધો છે. તે વીરને હમેશાં પ્રણામ (હો), જે વીર થકી (જેની તુલના ન થઈ શકે એવું) તીર્થ પ્રવર્તન થયેલું છે, જે વીરનું તપ કઠણ છે, જે વીરને વીષે શોભા કીર્તિ તેજનો જથ્થો રહ્યો છે, એવા હે વીર સર્વનું કલ્યાણ કરો ! ॥ ૧ ॥

# અર્પણ પત્રિકા.



જ્ઞાન દાનના. શોખીન સજ્જનો કે. જેઓ પોતાને મળેલી સંપત્તિ યા બુદ્ધિ નો અહોનિશ જ્ઞાતી બંધુઓના કલ્યાણાર્થે સદ્‌વ્યય કરવામાં અખંડાનંદ માની આત્મિક લક્ષ્મી પ્રાપ્ત કરવામાં જીવન વ્યતિત કરતા હોય તેવા મહાભાગ્ય મુરબ્બીઓના ચર્ણમાં આ લઘુ પુસ્તક હું સપ્રેમ અર્પણ કરૂં છું.



# પ્રસ્તાવના.

જ્ઞાન વીનાની કરણી નિરર્થક છે, એ અનુભવ સિધ્ધ હોઇ નાના બાળકોમાં સહેલાઇથી જ્ઞાનનો વધારો થઇ શકે એવું એક પુસ્તક લખી તૈયાર કરી આપવા પૂજય સાહેબ શ્રી મોહનલાલજી મહારાજના શિષ્ય મુનિશ્રી મણીલાલજીને વિનંતી કરવાથી તેઓશ્રીએ કૃપા કરી આ પુસ્તક તૈયાર કરી આપેલ છે જે બદલ તેઓશ્રીનો ઉપકાર ઉપકાર માનું છું.

આ પુસ્તક નાના બાળકોને જૈન ધર્મનું જ્ઞાન મેળવવા માટે પ્રથમ પગથીઆ રૂપ છે, જેથી શરૂમાં તેનો અભ્યાસ કરાવવાએ બાળકોની ધર્મ પ્રત્યે શ્રધ્ધા ચોંટશે અને તે પછી સામાયક, પ્રતિક્રમણ વીગેરેનો અભ્યાસ બાળકોને ઘણો સુગમ પડશે.

આ પુસ્તકનું જેમ જેમ અવલોકન કરવામાં આવે છે, તેમ તેમ વિશેષ જાણપણું થાય છે. અને તેથી માણસ પાપથી અટકે છે, અને તે અટકાવવાના હેતુથી આ પુસ્તક કે જેની પહેલી આવૃત્તિ ન્યાલચંદ ગણેશભાઇ ટીકરવાલા તરફથી જૈન પાઠમાલાના નામે પ્રગટ થયેલ તેમાં કેટલોક ફેરફાર કરી બીજી આવૃત્તિ ' જૈનબાલ શિક્ષણ " નામથી બહાર પાડી છે.

આ પુસ્તકમાં યોગ્ય સુધારો કરી આપવામાં **લીંબડી નિવાસી સંઘવી વાડીલાલ કાકુભાઇએ** જે મહેનત લીધી છે તે બદલ અમે તેમનો આભાર માનીએ છીએ

નડીઆદ } સા.

તા. ૭-૧૦-૧૯૧૭ } હનલાલ ભુરાભાઇ

॥ શ્રી જિનેન્દ્રાય નમઃ

શ્રી જૈન વિદ્યાર્થીઓને પ્રશ્નોત્તરરૂપે અવશ્ય ઉપયોગી

# શ્રી જૈન બાળ શિક્ષણ

## ભાગ ૧ લો

### પાઠ ૧ લો. વિનય.

સવાલ કહો ભાઇઓ ! વિનય એટલે શું.

જવાબ સર્વની સાથે નમ્રતાથી વર્તવું તે.

સ૦ વિનયના કેટલા પ્રકાર ?

જ૦ બે.

સ૦ કયા કયા ?

જ૦ ૧. લૌકિક, ૨. લોકોત્તર વિનય.

સ૦ લૌકીક વિનય કોને કહેવો ?

જ૦ માતા-પિતાદિક વડિલોની આજ્ઞામાં પ્રવર્તવું તેમજ તેઓની સાથે નમ્રતાથી વર્તવું તે લૌકિક વિનય.

સ૦ સવારમાં વહેલા ઉઠીને શું કરવું ?

જ૦ માતાપિતાદિક વડીલો જે હોય તેમને પગે લાગી આશિષ મેળવવી.

સ૦ માતાપિતાદિક વડીલોની આજ્ઞા પ્રમાણે પ્રવર્તતા શું લાભ મળે ?

જ૦ સર્વ પ્રકારનાં સુખ અને લક્ષ્મીની પ્રાપ્તિ મળે છે.

સ૦ લોકોત્તર વિનય કોને કહેવો !

જ૦ અરિહંતદેવ, સિદ્ધદેવ, આચાર્યજી, ઉપાધ્યાયજી મહારાજ, સાધુજી મહારાજ, શ્રાવક-શ્રાવિકાદિક ધર્મિ જીવોનો વિનય કરવો તે.

સ૦ હાલ વર્તમાનકાળે અરિહંતદેવ આ ક્ષેત્ર નથી અને સિદ્ધપરમાત્મા લોકના અગ્રભાગે

બીરાજે છે તો તેઓનો વિનય કેમ કરવો ?

જ૦ તેઓની ગુણ સ્તુતિ કરી તેઓના ગુણને દિપાવવા તેજ તેઓનો વિનય સમજવો.

સ૦ આચાર્યજી, ઉપાધ્યાયજી, અને સાધુજીનો વિનય કેમ કરવો ?

જ૦ આચાર્યાદિક પધારે ત્યારે પાંચ સાત પગલા સામું જવું અને તેઓને વિધિ-પૂર્વક વંદન કરી શાતા પુછવી, અને જયારે પાછા પધારે ત્યારે પાંચ સાત પગલા વળાવવા જવું તે.

સ૦ સ્વધર્મિ શ્રાવક શ્રાવિકાનો વિનય કેમ કરવો ?

જ૦ સમદ્રષ્ટિ શ્રાવકોનું બહુ માન વધારી નમ્રતા કરવી તે.

સ૦ આચાર્યજી ત્થા ગુર્વાદિકની ભકિત કરતા શું શિખવે ?

જ૦ વિવેકની વૃદ્ધિ શીખવે.

## પાઠ ૨ જો. વિવેક.

સ૦ વિવેક કોને કહેવો ?

જ૦ સદ્આચરણ આચરવા તેજ વિવેક સમજવો

સ૦ સદ્આચરણ કયા કયા ?

જ૦ ન્યાયને રસ્તે પ્રવર્તવું; નીતિ મુકવી નહી; વિશ્વાસઘાત કરવો નહી; જુઠું બોલવું નહી: વ્યભિચાર નીંદા, ઈર્ષા, ઝેર, વૈરાદિક, કોઈ સાથે ન કરવા તે સદ્આચરણ સમજવા.

સ૦ અન્યાય, અનીતિ, કરવાથી શું થાય ?

જ૦ સુખ, સંપત્તિ, અને સાહ્યબી સમૂળી જતી રહે છે.

સ૦ વિશ્વાસઘાત કરવાથી શું થાય ?

જ૦ કોઈને વચન આપીને યા કાંઈપણ આપવાનું કહીને, તે પ્રમાણે ન વર્તવાથી સામાના પ્રાણ હરણ કર્યા જેટલું પાપ લાગેછે.

સ૦ જૂઠું બોલવાથી શું થાય ?

જ૦ લોકમાં ઇજ્જત જાય છે, પંચમાં પતી-
યાર જાય છે, અને કોઇ વખત રાજ ગુન્હો
પણ થવાથી કેદમાં જવું પડે છે.
સ૦ ચોરી કરવાથી શું થાય !
જ૦ રાજ ગુન્હો લાગુ પડવાથી જેલમાં જવું
પડે છે, અને લોકમાં લાજ જાય છે.
સ૦ વ્યભિચાર કરવાથી શું થાય ?
જ૦ દ્રવ્યે અને ભાવે નુકસાન થાય છે.
સ૦ દ્રવ્યે પરસ્ત્રીના પ્યારમાં પડવાથી શું થાય !
જ૦ પ્રથમ તો પૈસો જાય, પરમીયો થાય.
ચાંદી પડે, વિસ્ફોટક થાય, ચામ ચોરીના
ગુન્હો લાગુ પડવાથી જેલ જાત્રા કરવી
પડે, અને કોઇ વખત અકાળ મૃત્યુ પણ
થાય છે.
સ૦ પરસ્ત્રી ગમનથી ભાવે શું નુકસાન થાય ?
જ૦ અહિંથી મરી નરકમાં જવું પડે છે, અને

ત્યાં યમરાજા લોઢાનીપુતળી ધખધખાવી શરીર
ની સાથે દબાવેછે, જેથી પીડા ભોગવવી પડે
છે, અને જપ-તપાદિક નીષ્ફળ જાય છે.
સ૦ નિંદા અને ઇર્ષા કરવાથી શું થાય ?
જ૦ લોકો તેને ખટપટીઓ કહે છે, અને ઇર્ષાથી
કોઇનું સુખ જોઇ શકાતું નથી, જેથી
શરીર બળ્યાજ કરે છે અને મહા ચીકણા
કર્મ બાંધે છે.
સ૦ ઝેર વૈર કરવાથી શું થાય ?
જ૦ કુસુંપની વૃદ્ધિ થવાથી લક્ષ્મિનોનાશથાયછે.
સ૦ બીડી, હોકો, ચુંગી, જુગારાદિ દુર્ગુણોથી
મુકત થતાં શું થાય ?
જ૦ શરીરતન્દુરસ્ત રહેછે, અને સદ્ગુણોઆવેછે.
સ૦ સદ્ગુણ પ્રાપ્ત થવાથી કોને ઓળખાય ?
જ૦ આપણા ઇષ્ટ દેવોને.

સ૦ ઈષ્ટ દેવ કેટલા ?

જ૦ પાંચ.

સ૦ કયા કયા ?

જ૦ અરિહંતદેવ, સિધ્ધદેવ, આચાર્યજી મહા-
રાજ, ઉપાધ્યાયજી મહારાજ, અને સાધુજી.



## પાઠ ૩ જો. અરિહંતદેવ.

સ૦ નમો અરિહંતાણું, એ શબ્દનો અર્થ શું ?

જ૦ નમો કહેતા, નમસ્કાર, અ૦ કર્મરૂપ વૈરીને,
હં૦ હણનાર.

સ૦ આ લોકમાં અનેક પ્રાણીઓ, પોતપોતાના
વૈરીને હણેછે, તોશું તેઓને નમસ્કારકરવો?

જ૦ ના, જી. કેમકે તેઓ તો જીવ જીવનેજ હણે
છે, અને તેઓ તો એકજ ભવના વૈરી છે.
માટે તેઓને નમસ્કાર ન કરવો, પણ ભવો-

ભવ અગાડનાર જે ઘાતીકર્મને હણનાર તેઓને કરવો.

સ૦ ઘાતીકર્મ કયાં કયાં ?

જ૦ જ્ઞાનાવર્ણિય, દર્શનાવર્ણિય, મોહની અને અંતરાય. એ ચારકર્મ અનંતકાળ રખડાવેછે.

સ૦ ચાર ઘાતીકર્મને ક્ષય કરવાથી શું પ્રાપ્તથાય?

જ૦ અરિહંતદેવપણું પ્રાપ્ત થાય છે.

સ૦ અરિહંત દેવ કોને કહેવા ?

જ૦ અઢાર દુષણ રહિત, અને બાર ગુણયુક્ત હોય તેને.

સ૦ અરિહંતદેવમાં અઢાર દુષણ કયા ન હોય ?

જ૦ ૧ અજ્ઞાન, ૨ ક્રોધ, ૩ મદ, ૪ માન, ૫ માયા, ૬ લોભ, ૭ ખુશી, ૮ દીલગીરી, ૯ નીંદ્રા, ૧૦ શોક, ૧૧ અસત્ય, ૧૨ ચોરી, ૧૩ મત્સર, ૧૪ ભય, ૧૫ પ્રાણીવધ, ૧૬ પ્રેમ, ૧૭ સ્ત્રી આદિક સાથે

ક્રિડાપ્રસંગ, ૧૮ હાસ્ય. એ અઢાર માંહેલો
એકપણ દુષણ હોય તેને દેવ નજ કહેવા.
પરન્તુ ઉક્ત દોષ રહિત હોય તેઓજ
અરિહંતદેવ કહેવાય છે.

સ૦ અરિહંતદેવમાં બાર ગુણો કયા કયા હોય?

જ૦ ૧ જયાં જયાં અરિહંત ઉભા રહે, બેસે,
ત્યાં ત્યાં અશોક વૃક્ષ થઈ આવે, અને સ-
ર્વને છાયા કરે, ૨ અરિહંતના સમોસ
રણમાં પંચવર્ણી અચેતપુષ્પની વૃષ્ટિ કરે,
૩ ભગવંતની વાણીનો વિસ્તાર ચાર ગાઉ
માં હોય અને સર્વનો સંશય હરે, ૪ ચો-
વિસ જોડ ચામર થઇ આવે, ૫ ભામંડલ
ઉદ્યોત કરે, ૬ સિંહાસન પાદપીઠ સહિત
થઇ આવે, સાડાબાર કરોડ વાજીંત્ર વ્યોમ
માં વાગે, ૮ ભગવંત ઉપર ત્રણ છત્ર થઇ
આવે, ૯ અનંત જ્ઞાન અતિશય, ૧૦

પરમ પૂજ્યપણું પામેલ હોય, ૧૧ અનન્ત વચન અતિશય, ૧૨ સર્વ દોષ રહિત; એ બાર ગુણયુક્ત અરિહંતદેવ જાણવા.



## પાઠ ૪ થો. સિદ્ધદેવ.

સ૦ સિદ્ધ પરમાત્મા કોને કહેવા ?

જ૦ સર્વ કાર્યની સિદ્ધિ કરે તેને.

સ૦ સર્વ કાર્યની સિદ્ધિ ક્યારે થાય ?

જ૦ અષ્ટકર્મને ક્ષય કરે ત્યારે.

સ૦ અષ્ટ કર્મના નામ ક્યાં ક્યાં ?

જ૦ ૧ જ્ઞાનવર્ણિય, ૨ દર્શનાવર્ણિય, ૩ વેદની, ૪ મોહની, ૫ આયુષ્ય, ૬ નામ, ૭ ગૌત્ર, ૮ અંતરાય; એ અષ્ટ કર્મ ક્ષય કરે ત્યારે અષ્ટ ગુણની પ્રાપ્તિ થાય છે.

સ૦ જ્ઞાનાવર્ણિય કર્મ ક્ષય થવાથી સિદ્ધને શું

ગુણ થાય?

જ૦ અનન્ત જ્ઞાન પ્રાપ્ત થવાની સાથે લોકાલો-
કનું સ્વરૂપ જાણે છે.

સ૦ દર્શનાવર્ણિયકર્મ ક્ષયથવાથી શું ગુણથાય?

જ૦ લોકાલોકનું સ્વરૂપ એક સમયમાં દેખે છે.

સ૦ વેદનીય કર્મ ક્ષય થવાથી શું ગુણ થાય?

જ૦ સર્વ પ્રકારની પીડા રહિત થવાય છે.

સ૦ મોહનિય કર્મ ક્ષય થવાથી શું ગુણ થાય?

જ૦ ક્ષાયિક સમકિત પ્રાપ્ત કરે છે.

સ૦ આયુષ્યકર્મ ક્ષય થવાથી શું લાભ થાય?

જ૦ અક્ષય સ્થિતિવાન થવાય છે.

સ૦ નામ કર્મ ક્ષય થવાથી શું ગુણ થાય?

જ૦ અરૂપી ઉપલક્ષણથી વર્ણ, ગંધ, રસ, સ્પર્શ,
થી રહિત થવાય છે.

સ૦ ગોત્રકર્મ ક્ષય થવાથી શું ગુણ થાય?

જ૦ અગુરૂ, લઘુ, અર્થાત ઉંચ અને નીચ ગો-

ત્રથા રહિત હોય છે.

સ૦ અંતરાય કર્મ ક્ષય થવાથી શું લાભ થાય?

જ૦ અનંત બલવાન થવાય છે.

સ૦ સિદ્ધ પરમાત્માનો કાંઇ આકાર હશે ?

જ૦ નાજી, ફકત નિરંજન નિરાકાર છે.

સ૦ સિદ્ધને સુખ શું ?

જ૦ જન્મ, જરા અને મરણ: આધિ, વ્યાધિ, અને ઉપાધીથી મુક્ત થયા, તેજ તેઓનું અનંત સુખ સમજવું.

સ૦ સિદ્ધ પરમાત્મા પુનઃ પુનઃ જન્મ ધારણકરે?

જ૦ ના જી. કારણ કે તેઓને હવે કાંઇ કાર્ય કરવું બાકી રહ્યુંજ નથી, માટે પુનઃજન્મ નજ ધારણ કરે.

સ૦ સિદ્ધ પરમાત્મા કોઇનું ભલું યા બુરૂં કરે?

જ૦ ના જી. કેમકે તેઓને રાગદ્વેષ બિલકુલ છેજ નહી. માટે કોઇનું ભલું બુરૂં કરતા

નથી; પરન્તુ તેઓના સ્મરણથી આપણા આત્માનું કલ્યાણ થાય છે.



## પાઠ ૫ મો. આચાર્યજી મહારાજ.

સ૦ આચાર્યજી મહારાજ કોને કહેવા ?

જ૦ પોતે શુદ્ધ આચાર પાળે, અને ચતુર્વિધ સંઘને શુદ્ધ આચાર પળાવી, વીતરાગ પ્રણીત ધર્મ રસ્તે ચલાવે તે.

સ૦ ચતુર્વિધ સંઘ કોને કહેવો ?

જ૦ સાધુ, સાધ્વિ, શ્રાવક અને શ્રાવિકા; એ ચારને સંઘ કહેવો.

સ૦ કેટલા ગુણોની પ્રાપ્તિ થાય ત્યારે આચાર્યજી મહારાજ કહેવાય ?

જ૦ છત્રીસ ગુણ પ્રગટ થાય ત્યારે.

સ૦ આચાર્યજી મહારાજના ૩૬ ગુણોનું

સ્પષ્ટિ કરણુ કરે.

૪૦ પ્રથમ પાંચ ઇંદ્રિને વશ્ય કરે તે શ્રોત (કાન), ચક્ષુ, ઘ્રાણ, રસ, સ્પર્શ (કાયા) એ પાંચ વશ્ય કરે; એ નવ પ્રકારની બ્રહ્મચર્યની ગુપ્તિને ધારણ કરનાર હોય છે. ક્રોધ, માન. માયા અને લોભ એ ચાર કષાયથી મુકાણા હોય છે; પંચ મહાવ્રત જે જીવ હિંસા ન કરે, જૂઠું ન બોલે, ચોરી ના કરે, મનુંષ્ય, તિર્યંચ, અને દેવ સ્ત્રીનો સ્પર્શ ન કરે અને પરિગ્રહ (ધન) ન રાખે એ પાંચ વ્રત પાળે છે; ૫ આચાર જે જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપાચાર, અને વીર્યાચાર. એ પાંચ પાળે. ૫. પંચ સુમતિ જે ઇર્યા. ભાષા, એષણા, આદાનભંડમતનિક્ષેપના, અને ઉચ્ચારપાસવણ, ખેળજલ, સંઘાણ પારિઠાવણીયા, એ

પંચ સુમતિ સાચવે અને મન, વચન, અને કાયા એ ત્રણને ગુપ્ત કરનાર છે, એ છત્રીસ ગુણયુકત હોય તેજ આચાર્ય.



## પાઠ ૬ ઠો. ઉપાધ્યાયજી.

સ૦ ઉપાધ્યાયજી મહારાજનું શું કર્તવ્ય ?

જ૦ વિતરાગ પ્રણિત સૂત્રો પોતે ભણે અને ચતુર્વિધ સંઘને ભણાવે.

સ૦ કેટલા ગુણો પ્રાપ્ત થવાથી ઉપાધ્યાયજીની પદ્વિ મળે ?

જ૦ પચીસ ગુણ પ્રાપ્ત થાય ત્યારે.

સ૦ પચીસ ગુણોનું સ્પષ્ટિકરણ કરો.

જ૦ અગીયાર અંગ તે, ૧ આચારંગજીસૂત્ર, સુયગડાંગજી, ૩ ઠાણાંગજી, ૪ સમવાયાંગજી, ૫ ભગવતીજી, ૬ જ્ઞાતધર્મકથા, ૭ ઉપાશક

દશાંગ, ૮ અંતગડ, ૯ અણુત્તરોવવાઇ. ૧૦ પ્રશ્નવ્યાકરણ, ૧૧ વિપાક એ અગીયાર અને બાર ઉપાંગ તે. ૧ ઉવાઇ ૨ રાયપ્પ શેણી. ૩ જીવા. ભિગમજી, ૪ પન્નવણાજી ૫ જંબુદ્વિપપન્નતિ, ૬ ચંદપન્નતિ, ૭ સૂર્યપન્નતિ, ૮ કાપ્પીય, ૯ કપ્પવડિંસયા, ૧૦ પુપ્ફિયા, ૧૧ પુપ્ફચોળીઆ, ૧૨ વન્હિદશા, એ બાર ઉપાંગ અને ચરણ સિત્તેરી અને કરણ સિત્તેરી, એ બેઉને શુધ્ધ રીતે પોતે પાળે અને બીજાઓને પળાવી શુધ્ધ જ્ઞાનધ્યાન આપે તેજ ઉપાધ્યાયજી મહારાજ જાણવા.



## પાઠ ૭ મો સાધુજી મહારાજ.

સ૦ સાધુજી મહારાજ કોને કહેવા ?

જ૦ સર્વ ઇંદ્રિઓને વશ્ય કરે તેને સાધુ કહેવા.

સ૦ કેટલા ગુણોની પ્રાપ્તિ થાય ત્યારે સાધુ કહેવાય.

જ૦ સત્તાવીસ ગુણની પ્રાપ્તિ થાય ત્યારે.

સ૦ સાધુજી મહારાજના સત્તાવીસ ગુણોનું સ્પષ્ટિકરણ કરો ?

જ૦ પંચમહાવ્રત પાળે તે, જીવ હિંસા ન કરે, જુઠું ન બોલે, ચોરી ન કરે, દેવ. મનુષ્ય, તિર્યંચની સ્ત્રીનો સ્પર્શ ન કરે, અને પરિગ્રહ (ધન) ન રાખે એ પંચ વ્રત પોતે શુધ્ધ પાળે, ૧, રાત્રીએ ભોજન ન કરે, પાંચ ઈંદ્રિ અને છઠ્ઠા લોભનો નિગ્રહ કરે, પૃથ્વીકાય, અપકાય, તેઉકાય, વાઉકાય, વનસ્પતિકાય, અને ત્રસકાય; એ છ કાયની રક્ષા કરે, ક્ષમા રાખે, ચિત્ત નિર્મળ રાખે, પ્રતિલેખન ઉપયોગ યુક્ત કરે, સંયમ યોગને વિષે યુક્ત હોય; મન, વચન, અને કાયાને

માઠા કાર્યમાં જતા રોકી રાખે: શીતાદિક બાવીસ પરિસ્સહ સહન કરે, મરણાંત ઉપસર્ગ સહન કરે, પરન્તુ ધર્મ મુકે નહિ એ સત્તાવીસ ગુણયુકત જે હોય તેજ સાધુ માનવા.

સ૦ સાધુજી મહારાજની શુદ્ધ ભકિત કરતાં શું મળે?

જ૦ જ્ઞાન મળે.



## પાઠ ૮ મો. જ્ઞાન.

સ૦ જ્ઞાન એટલે શું ?

જ૦ વિદ્યા સંપાદન કરી આત્મ અનુભવ મેળવવો તે.

સ૦ જ્ઞાનના કેટલા ભેદ અને કયાં કયાં ?

જ૦ પાંચ ભેદ મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મન-પર્યવજ્ઞાન, અને કૈવલ્યજ્ઞાન.

સ૦ હાલ પંચમ કાળે કેટલા જ્ઞાનની પ્રાપ્તિ થાય?

જ૦ પ્રાય-બે જ્ઞાનની પ્રપ્તિ થાય.

સ૦ એ જ્ઞાનના નામ કહો ?

જ૦ મતિજ્ઞાન, અને શ્રુતજ્ઞાન.

સ૦ કેટલાક મનુષ્યો જ્ઞાનનો અભ્યાસ કરે છે, છતાં વિદ્યા ન ચડવાનું કારણ શું ?

જ૦ પુર્વ ભવે જેઓએ જ્ઞાનાવર્ણિય કર્મ બાંધ્યું હોય તેઓને ભણવાનો ઊદ્યમ કરવા છતાં નજ આવડે.

સ૦ જ્ઞાનાવર્ણિય કર્મ શું કર્તવ્ય કરવાથી બંધાય ?

જ૦ જ્ઞાન આપનાર ગુરૂદેવની; માસ્તરની અને જ્ઞાનની અભક્તિ કરવાથી બંધાય છે.

સ૦ અભક્તિ એટલે શું ?

જ૦ ગુરૂદેવ, તથા માસ્તરની આજ્ઞા વિરૂદ્ધ વર્તવું તે, તથા તેઓની સાથે ખોટા ઝગડા કરવા, નિંદા કરવી, ગાંળો ભાંડવી, અથવા ભણતરના સર્વ સાધનોને જયાં ત્યાં ફેંકવા

દેવા વિગેરે કર્તવ્ય કરવું તે.

સ૦ ગુરૂદેવ તથા માસ્તરનું બહુ માન કરવાથી શું લાભ થાય ?

જ૦ અલ્પ પ્રયાસે ઘણીજ વિદ્યાની (જ્ઞાનની) વૃધ્ધિ થાય.

સ૦ જ્ઞાનનું સ્વરૂપ જાણવાથી શું લાભ ?

જ૦ શુદ્ધ સામાયિક કરવાથી અમૂલ્ય લાભ મળે



## પાઠ ૯ મો. સામાયિક.

સ૦ સામાયિક શબ્દનો અર્થ શું ?

જ૦ વિષય કષાય ઉપસાંત કરી, જ્ઞાન, દરશન, ચારિત્રનો લાભ લેવો તે.

સ૦ વિષય કેટલા અને કયા કય ?

જ૦ વિષય પાંચ. તે શબ્દ, રૂપ, ગંધ અનેસ્પર્શ

સ૦ કષાય કેટલા અનેકયા કયા ?

જ૦ મૂળ કષાય ચાર. તે ક્રોધ, માન, માયા.

લોભ, એ વિસ્તારે સોળ ભેદ છે.

સ૦ સામાયિકના પાઠ કેટલા ?

જ૦ આઠ પાઠ.

સ૦ પ્રથમ પાઠમાં શું બતાવ્યું છે ?

જ૦ અરિહંત, સિદ્ધ, આચાર્યજી, ઉપાધ્યાયજી, અને સાધુજી એ પંચ પરમેષ્ટિની ઓળખાણ બતાવી છે.

સ૦ બીજો પાઠ શું ઉપયોગી છે ?

જ૦ પંચ પરમેષ્ટિને નમસ્કાર કરવામાં ઉપયોગી થઈ પડે છે,

સ૦ ત્રીજો પાઠ શું ઉપયોગી છે ?

જ૦ હાલતાંચાલતાં લાગેલ પાપની માફીમાગવાનોછે.

સ૦ ચોથો પાઠ શું કામનો છે ?

જ૦ લાગેલ પાપ નીવારવાને માટે કાયોત્સર્ગ કરવાની વિધિ બતાવવાનો છે.

સ૦ કાયોત્સર્ગ કેમ કરવો ?

જ૦ જીભ, હોઠ, કાયા, દ્રષ્ટિ હલાવ્યા વિના શ્વાસોશ્વાસની સંઘાતે હૃદયમાં ગણવો.

સ૦ કાયોત્સર્ગ શેનો કરવો ?

જ૦ સામાયિક લેતા ઇરિયાવહીના પાઠનો કરવો.

સ૦ કાયોત્સર્ગમાં આગાર કેટલા છે ?

જ૦ અણુચિંતવ્યા તેર આગાર છે. તેછીંકબગાસાદિક.

સ૦ પાચમો પાઠ શું ઉપયોગી છે ?

જ લાગેલ પાપનું નિવારણ થતા આત્માનંદે ચોવીસ તીર્થંકર દેવની સ્તુતી કરવાનો છે.

સ૦ છઠો પાઠ શું કામનો છે ?

જ૦ સામાયિક લેવાનો છે.

સ૦ સામાયિક લેતા શેના પ્રત્યાખ્યાન કરવા ?

જ૦ સાવદ્ય યોગના પ્રત્યાખ્યાન કરવા ?

સ૦ સાવદ્ય યોગ કોને કહેવા ?

જ૦ મનયોગ, વચનયોગ, અને કાયયોગ એ ત્રણને પાપમાં ન પ્રવર્તાવવા તે.

સ૦ સામાયિક કેટલી કોટીએ લેવું ?

જ૦ છ કોટીએ લેવું.

સ૦ છ કોટી કઇ કઇ ?

જ૦ મને કરી પાપ કરવું નહી, મને કરી બીજા પાસે પાપ કરાવવું નહી, વચને કરી પાપ કરવું નહી કાયાએ કરી બીજા પાસે પાપ કરાવવું નહી એ છ [illegible] સામાયિકમાં પ્રત્યાખ્યાન સમજવા.

સ૦ સાતમો પાઠ શું કામનો છે?

જ૦ તીર્થંકરદેવ, સિદ્ધ પરમાત્મા, અને ગુરુ-દેવની સ્તુતી કરવાનો છે.

સ૦ આઠમો પાઠ શું કામનો છે ?

જ૦ લીધેલ સામાયિકને છોડવાની વિધિનો છે.

સ૦ લીધેલ સામાયિક લેતી વખતે અને છોડતી વખતે કેટલા પાઠ કહેવા ?

જ૦ સામાયિક લેતી વખતે આઠમો પાઠ વર્જી

બાકીના સાત પાઠ કહેવા અને છોડતી વખતે એક છઠ્ઠો પાઠ વર્જી સાત પાઠ કહેવા



## પાઠ ૧૦ મો. પ્રતિક્રમણ ભાગ ૧ લો.

સ૦ શ્રાવકોને અવશ્ય કરવા લાયક શું ?

જ૦ પ્રતિક્રમણ.

સ૦ પ્રતિક્રમણ શા માટે કરવુ ?

જ૦ જ્ઞાન, દર્શન, ચારિત્ર, અને તપ સબંધી લાગેલ પાપના અતિચાર આળોવવામાટે કરવું;

સ૦ શ્રાવકોને હંમેશાં કેટલા અતિચાર આળોવવા?

જ૦ ૯૯ અતિચાર આળોવવા

સ૦ જ્ઞાનના અતિચાર કેટલા અને કયાં કયાં ?

જ૦ જંવાઇધ્ધ આદિજ્ઞાનના ૧૪ અતિચાર છે.

સ૦ દર્શનના અતિચાર કેટલા અને કયા કયા ?

જ૦ શંકા, કંખાદિક, દર્શનના પાંચ અતિચારછે.

સ૦ ચારિત્રના કેટલા અતિચાર અને કયાકયા ?

જ૦ બંધે, વહે આદિ બારેવ્રતના અને ૧૫ કર્માદાન એ સર્વ મળી ચારિત્રના ૭૫ અતિચારછે

સ૦ તપના અતિચાર કેટલા અને કયા કયા ?

જ૦ ઈહલોગાસંસઉગે આદિતપના પાંચ અતિચાર છે.

સ૦ શ્રાવક, શ્રાવિકાઓને આદરવા લાયક વ્રત કેટલા ?

જ૦ બાર વ્રત, તે પાંચ અણુંવ્રત, ત્રણ ગુણવ્રત અને ચાર શિક્ષાવ્રત; એ બાર છે.

સ૦ અણુંવ્રત કહેવાનો હેતુ શું ?

જ૦ સાધુજી મહારાજ સર્વથા વ્રત પાળે છે, તેઓની અપેક્ષાએ શ્રાવકો મોટા મોટા પ્રત્યાખ્યાન કરે છે, માટે અણુંવ્રત કહે છે.

સ૦ શ્રાવકોને પ્રથમ અણુવ્રતમાં શેના પ્રત્યાખ્યાન કરવા ?

જ૦ દ્રષ્ટિએ આવતા જીવો જે બે ઇંદ્રિ, તે ઇંદ્રિ, ચૌરેંદ્રિ. અને પંચેંદ્રિ જીવોને ચર્મચક્ષુ વડે દેખી, જાણીને મારવા નહીં અને સ્થાવર જીવોની મર્યાદા કરવા સુચવે છે.

સ૦ બીજા અણુંવ્રતમાં શું સુચવેછે?

જ૦ વરકન્યા ગાયભેંસાદિ ભૂમિકાદિ માટે જૂઠું નબોલવું, જુઠી સાક્ષી ન પૂરવી આદિસુચવ્યુંછે.

સ૦ ત્રીજા અણુંવ્રતમાં શું સુચવ્યું છે ?

જ૦ રાણવાટ પાડવી, તાળા ઉપર ચોરની માફક કુંચીઓ લાગુ કરવી વિગેરે ચોરી ન કરવા સૂચવ્યું છે.

સ૦ ચોથા અણુંવ્રતમાં શું સુચવ્યું છે ?

જ૦ પુરૂષે પરસ્ત્રી અને સ્ત્રીએ પરપુરૂષથી ગમન ન કરતા સ્વદારા યા સ્વભર્થારથી સંતોષ રાખવા સુચવ્યું છે.

સ૦ પાંચમાં અણુંવ્રતમાં શું સૂચવ્યું છે

જ૦ હીરણ, સુવર્ણ, ધન, ધાન્ય, દુપદ, ચૌપાદિક નવ પ્રકારના પરિગ્રહ ઉપરથી મુર્છા ઉતારવા સૂચવ્યું છે.



## પાઠ ૧૧ મો. પ્રતિક્રમણ—ભાગ ૨ જો

સ૦ છઠ્ઠા ગુણવ્રતમાં શું સૂચવ્યું છે.

જ૦ ઉંચી, નીચી, અને ત્રીછી દિશામાં જળવાટે યા સ્થળવાટે અમુક ગાઉ ઉપરાંત જાવજીવ ન જવા સૂચવ્યું છે.

સ૦ સાતમાં ગુણવ્રતમાં શું સૂચવ્યું છે ?

જ૦ એકવાર ભોગવાય તેવી ચીજો જે અન્ન, પાણી, આદિ અને વારંવાર ભોગવાય જે, ઘરાણાં, લુગડાંદિક, ૨૬ બોલની મર્યાદા કરવા સૂચવ્યું છે

સ૦ મહાકર્મ આવવાના કેટલા કારણ ?

જ૦ ૧૫ કર્માદાન જે ભઠ્ઠીઓ પડાવવી, વન કપાવવા, જીન, મીલ, ચીચોડાદિક.

સ૦ આઠમા ગુણ-વ્રતમાં શું સૂચવ્યું છે.

જ૦ સ્વસ્વાર્થ વિના પાપ લાગે છે, માટે વિના પ્રયોગ હિંસા કરી ન બોલવા સૂચવ્યું છે.

સ૦ નવમા શિક્ષા-વ્રતમાં શું સચવ્યું છે ?

જ૦ સામાયિક કેમ લેવું તે વિધી સૂચવી છે.

સ દશમા શિક્ષાવ્રતમાં શું સૂચવ્યું છે ?

જ૦ હમેશ છ દિશાઓમાં જવાની મર્યાદા કરવા, અને દશમું વ્રત કેમ આદરવું તે વિધિ છે.

સ૦ અગિયારમાં શિક્ષા-વ્રતમાં શું સુચવ્યું છે ?

જ૦ અહોરાત્રિનો પ્રતિપૂર્ણ પૌષધ કરી તેમાં જે જે કૃત્ય કરવા તે સૂચવ્યું છે.

સ૦ બારમા શિક્ષાવ્રતમાં શું સૂચવ્યું છે ?

જ૦ સાધુ સાધ્વિને કલ્પે તેવા દાન દેવાની વિધિ સૂચવી છે.

સ૦ સાધુ સાધ્વિને દાન કેટલા પ્રકારનું દેવું ?
જ૦ ચૌદ પ્રકારનું દેવું તે, અચેત અન્ન, પાણી, મુખવાસ, સુખડીઆદિક, વસ્ત્રપાત્ર, કાંબલ, પાટ, પાટલાદિક, ૧૪ પ્રકારે દેવાયછે:
સ૦ પ્રતિક્રમણ કરી રહ્યાબાદ શેનાપ્રત્યાખાનકરવા
જ૦ ચારે પ્રકારના આહારના.
સ૦ રાત્રીએ ચારે આહાર ત્યાગ કરવાથી શું લાભ થાય ?
જ૦ પ્રથમ શરીરની રક્ષા થાય છે. કેમકે રાત્રીએ દૃષ્ટિ નહી પડતા જું પેટમાં જાય તો જળો-દર થાય, કીડી જાયતો કીડીયારૂ નીકળવાની સાથ બુદ્ધિ નષ્ટ થાય, કરોળીયો જવાથી કોડ થાય, અને મક્ષીકા જાય, તો ઉલટી થાય છે; જેથી શરીર રક્ષણ માટે રાત્રીએ નહી જમવું; એજ પ્રથમ પહેલો લાભ જાણવાથી શુદ્ધ ધર્મનું સ્વરૂપ શોધાય.

# પાઠ ૧૨ મો. ધર્મ.

સ૦ ધર્મ શબ્દનો અર્થ શું ?

જ૦ ધરોતિતિ ધર્મસ્ય: એટલે જીવને દુર્ગતિએ જતા અટકાવે તેજ સાચો ધર્મ.

સ૦ દુર્ગતિ જવાના કારણ કેટલા ?

જ૦ અઢાર કારણો છે.

સ૦ તે અઢારના નામ કહો જોઇએ ?

જ૦ ૧, જીવ હીંસા કરવી ૨. જૂઠું બોલવું, ૩, ચોરી કરવી, ૪, સ્ત્રીઓ સાથે ક્રીડા કરવી, ૫, ધનની મમતા કરવી, ૬, ક્રોધ, ૭. માન, ૮. માયા, ૯. લોભ, ૧૦. પ્રેમ, ૧૧ દ્વેષ, અદેખાઈ કરવી, ૧૨. કલેશ કરવો, ૧૩. આળ ચડાવવું ૧૪. ચાડી કરવી, ૧૫. પારકા અવર્ણવાદ વાંકા બોલવા, ૧૬. ખુસી દીલગીરી રાખવી, ૧૭ કપટ સહિત જૂઠું

બોલવું, ૧૮. ખોટી શ્રદ્ધાનું શલ્ય રાખવું. એ અઢાર પાપ સેવનાર અધોગતિ (નરક) માં જાય છે,

સ૦ આ સૃષ્ટિમાં અનેક ધર્મો આપણી દૃષ્ટિએ દેખાયછે, તો તેમાંથી ખરોધર્મ કેમ ઓળખવો?

જ૦ જે જે ધર્મોમાં જીવહીંસા ન થતી હોય. પૈસો ન રખાતો હોય, સ્ત્રીઓને સ્પર્શ પણ નજ થતો હોય, તેજ ખરો ધર્મ આ અવનીમાં માનવો.



## પાઠ ૧૩ મો—જીવ

સ૦ ચૈતનને કેટલા નામથી બોલાવાય ?

જ૦ ચાર નામથી પ્રાણી, ભૂત, જીવ, સત્વ પણ કહેવાય.

સ૦ પ્રાણી કોને કહેવા ?

જ૦ પ્રાણ ધારણ કરે તેને પ્રાણી કહેવા,

સ૦ પ્રાણ કેટલા અને કયા કયા ?

જ૦ દશ પ્રાણ, તે ૧. શ્રોતેંદ્રિપ્રાણ ૨. ચક્ષુઇં-દ્રિપ્રાણ, ૩. ઘ્રાણેન્દ્રિપ્રાણ, ૪. રસેંન્દ્રિપ્રાણ. ૫. સ્પર્શેન્દ્રિપ્રાણ, ૬. મન બળપ્રાણ ૭. વચનબળપ્રાણ. ૮. કાયબળપ્રાણ, ૯. શ્વાસોશ્વાસપ્રાણ, ૧૦. આયુષ્યપ્રાણ.

સ૦ ભૂત કોને કહેવા ?

જ૦ પૂર્વ કાળે હતો, વર્તમાન કાળે છે, અનાગત કાળે હશે તેને,

સ૦ જીવ કોને કહેવો ?

જ૦ આયુષ્ય કર્મે કરી જીવે તેને.

સ૦ સત્વ કોને કહેવો ?

જ૦ સુખ દુઃખનો વેદક તેને.

સ૦ જીવના ભેદ કેટલા ?

જo આ લોકમાં જીવો તો અનન્તા છે, પરંતુ
તે સર્વ જીવોનો ૫૬૩ભેદમાં સમાવેશથાયછે.
સo ૫૬૩ ભેદમાં મૂખ્યભેદ કેટલા અને ક્યાક્યા?
જo બે ભેદ. તે સ્થાવર (સ્થિર રહેતે) જીવો,
અને ત્રસ (હાલતાચાલતા) જીવો એ બે ભેદછે.
સo સ્થાવર જીવોના કેટલા ભેદ ?
જo બાવીસ ભેદ છે.
સo ત્રસ જીવોના કેટલા ભેદ ?
જo ૫૪૧ ભેદ છે.
સo સ્થાવર જીવોના મૂખ્ય ભેદ કેટલા ?
જo મૂખ્ય બે ભેદ, તે સૂક્ષ્મ સ્થાવરકાય, અને
બાદર સ્થાવરકાય.



# પાઠ ૧૪ મો. સૂક્ષ્મ સ્થાવરજીવ.

સ૦ સૂક્ષ્મ જીવોના ભેદ કેટલા અને કયા કયા ?

જ૦ દશ ભેદ, તે સૂક્ષ્મ પૃથ્વીનો અપર્યાપ્તો. અને પર્યાપ્તો, સુક્ષ્મ પાણીનો અપર્યાપ્તો અને પર્યાપ્તો સૂક્ષ્મ અગ્નિનો અપર્યાપ્તો અને પર્યાપ્તો, સૂક્ષ્મ વાઉકાયનો અપર્યાપ્તો અને પર્યાપ્તો: સૂક્ષ્મ વનસ્પતિનો અપર્યાપ્તો અને પર્યાપ્તો: એ દશ ભેદ છે.

સ૦ સૂક્ષ્મ જીવો કહેવાનો હેતુ શું ?

જ૦ તેઓની કાયા બહુ ઝીણી છે માટે.

સ૦ સૂક્ષ્મ જીવોને તમે દેખી શકો છો ?

જ૦ નાજી.

સ૦ સૂક્ષ્મ જીવોને કોણ દેખી શકે ?

જ૦ જેઓને જ્ઞાન રૂપી લોચન પ્રગટ થયું હોય તેજ દેખી શકે છે, પણ ચર્મચક્ષુવાળા દેખી શકતા નથી.

સ૦ જ્ઞાન લોચન કોને હોય ?

જ૦ અરિહંતદેવ તથા સિદ્ધ પરમાત્માને હોયછે.
સ૦ સૂક્ષ્મ જીવો કેટલા સ્થળમાં હોય ?
જ૦ આખા બ્રહ્માંડમાં ભરેલા હોય છે.
સ૦ સૂક્ષ્મ જીવો આપણા માર્યા મરે કે નહિ ?
જ૦ માર્યા મરે નહી અને બાળ્યા બળે પણ નહી.
પોતાના આયુષ્યેજ મરે છે.
સ૦ સૂક્ષ્મ જીવોનું આયુષ્ય કેટલું ?
જ૦ સર્વ સૂક્ષ્મ જીવોનું આયુષ્ય અંતર મુહૂર્તનુંજ હોય છે.
સ૦ આપણા માર્યા મરે એવા જીવો છે ?
જ૦ જીહા. સ્થાવરાદિક અનેકછે તે માર્યા મરેછે.

## પાઠ ૧૫ મો. બાદર સ્થાવર જીવનો; ભાગ ૧ લો.

સ૦ બાદર સ્થાવર જીવો કહેવાનો હેતુ શું ?
જ૦ બાદર જીવોના શરીર મહોટા હોવાથી દ્રષ્ટિ-

એ આવે, પણ સ્વશક્તિથી ચાલી શકતા નથી માટે.

સ૦ બાદર સ્થાવર જીવોના ભેદ કેટલા અને કયાકયા?

ઉ૦ બાર ભેદ છે. તે બાદર પૃથ્વીનો અપર્યાપ્તો ને પર્યાપ્તો, બાદર પાણીનો અપર્યાપ્તો ને પર્યાપ્તો, બાદર અગ્નિનો અપર્યાપ્તો ને પર્યાપ્તો, બાદર વાયરાનો અપર્યાપ્તો ને પર્યાપ્તો બાદર વનસ્પતિનો પર્યાપ્તો ને અપર્યાપ્તો, અને સાધારણ વનસ્પતિનો અપર્યાપ્તો, ને પર્યાપ્તો એવા બાર ભેદ.

સ૦ પર્યાપ્તો અને અપર્યાપ્તો જીવ કોને કહેવો ?

ઉ૦ જે ગતિમાં જે જીવને જેટલી પર્યાય લાભતી હોય તેટલી લાભે તે પર્યાપ્તો સમજવો અને એક ઓછી હોય ત્યાંસુધી અપર્યાપ્તો કહેવાયછે.

સ૦ એકેંદ્રિ જીવોને પર્યા કેટલી હોય ?

ઉ૦ અપર્યાપ્તા જીવોને ત્રણ, અને પર્યાપ્તાને ચાર હોય છે.

સ૦ ચાર પર્યાય કઇ કઇ ?

જ૦ ૧. આહાર પર્યાય, ૨. શરીર પર્યાય, ૩. ઇંદ્રિ પર્યાય, ૪. શ્વાસોશ્વાસ પર્યાય તે માંહેથી અપર્યાપ્તાને પ્રથમની ત્રણ હોય છે.

સ૦ પ્રથ્વી કાયના ભેદ કયા કયા ?

જ૦ ખડી, ખારો, માટી, પથ્થર, હીંગલો, અબરખ, સર્વ ધાતુઓ વિગેરે અનેક ભેદો છે.

સ૦ એક સોપારીના કકડા જેટલી માટીમાં જીવ કેટલા હોય ?

જ૦ અસંખ્યાતા જીવો તેમાં છે, માટે વિના પ્રયોગે હાથમાં લેવી નહી.

સ૦ પ્રથ્વીકાયમાં રહેલા જીવોનું આયુષ્ય કેટલું ?

જ૦ ઓછામાં ઓછું અંતર મુહૂર્તનું અને ઘણામાં ઘણું ૨૨૦૦૦ હજાર વર્ષનું છે.

સ૦ બાદર પાણીના નામ કહો ?

જ૦ વરસાદનું, કરાનું, ઝાકળનું, નદી, કુવા,

તળાવનું વીગેરે ઘણાજ નામો છે.

સ૦ પાણીના એક બિંદુમાં કેટલા જીવો છે ?

જ૦ અસંખ્યાતા જીવો જ્ઞાની માહારાજે જ્ઞાન નેત્રથી જોઇ આપણા શાસ્ત્રદ્વારે કહી બતાવ્યા છે. માટે વિના પ્રયાગે પાણી ઢોળાવું નહિ.

સ૦ પાણીની અંદર રહેલા જીવોનું આયુષ્ય કેટલું ?

જ૦ જઘન્ય અંતર મુહૂર્તનું અને ઉત્કૃષ્ટું સાત હજાર વર્ષનું છે.

સ૦ અગ્નિકાયના નામો કહો ?

જ૦ ચુલાની, ભઠ્ઠીની, દાવાનળની, વીજળીની વિગેરે ઘણાજ નામો છે.

સ૦ અગ્નિના એક તણખામાં કેટલા જીવો હોય ?

જ૦ જ્ઞાની મહારાજે અસંખ્યાતા કહેલ છે. માટે અગ્નિ મુફત દિવાસળિ સળગાવવા નહીં.

સ૦ અગ્નિમાં રહેલા જીવોનું આયુષ્ય કેટલું ?

જ૦ જઘન્ય અંતર મુહુર્તનું અને ઉત્કૃષ્ટું ત્રણ અહોરાત્રિનું છે.

સ૦ વાયરાના નામ કહો?

જ૦ પૂર્વનો, પશ્ચિમનો, ઉત્તરનો, દક્ષિણનો, મંડલીયો, ઉકળીયો, મહાસંવર્તક વીગેરેધણાજછે

સ૦ વાયરામાં જીવો કેટલા છે?

જ૦ એક વખત ઉઘાડે મુખે બોલીએ તેમાં અસંખ્યાતા જીવો હણાઇ જાય છે, માટે ઉઘાડે મુખે બોલવું નહીં તેમાં પણ ધર્મ કરતી વખતે તો ઉઘાડે મુખે બોલવુંજનહીં.

સ૦ મુખે શું રાખી બોલવું ?

જ૦ હાથ યા વસ્ત્ર રાખ્યા વિના નજ બોલવું.

સ૦ વાયરાના જીવો શું કર્તવ્યકરવાથી ઉપન્નથાય?

જ૦ ઉઘાડે મુખે બોલવાથી વીઝણો વંઝવે હીંચકવાથી, સુપડે સોવાથી ઝાપટાદિક અનેક કર્તવ્ય કરવાથી ઉપન્ન થાય છે.

સ૦ વાયરાના જીવોનું આયુષ્ય કેટલું ?

જ૦ જઘન્ય અંતર મુહૂર્તનું અને ઉત્કૃષ્ટું ત્રણ હજાર વર્ષનું

# પાઠ ૧૬ મો. બાદર સ્થાવર જીવોનો ભાગ ૨જો



સ૦ પ્રત્યેક વનસ્પતિ કોને કહેવી ?

જ૦ એક શરીરે એક જીવ હોય તેને

સ૦ પ્રત્યેક વનસ્પતિમાં કેટલા પ્રકારે જીવ હોય?

જ૦ ત્રણ પ્રકારે.

સ૦ ત્રણ પ્રકાર કયા કયા ?

જ૦ સંખ્યાતા જીવ, અસંખ્યાતા જીવ અને ઉગતા અંકુરામાં અને કોમળ ફુલોમાં અનન્તા જીવો હોય છે.

સ૦ પ્રત્યેક વનસ્પતિના નામો કહો ?

જ૦ આંબો, જાંબુ, લીંબુ. ચીભડા, કારેલા રાયણ બોરડી, કેળ. દાડમડી, ધરો, સર્વ વેલાઓ, સર્વ જાતના ફુલો વગેરે ઘણાનામોછે

પ્ર૦ પ્રત્યેક વનસ્પતિના જીવોનું આયુષ્ય કેટલું?
ઉ૦ જઘન્ય અંતર મુહૂર્તનું અને ઉત્કૃષ્ટું દસ હજાર વર્ષનું.
પ્ર૦ સાધારણ વનસ્પતિ કોને કહેવી?
ઉ૦ એક શરીરે અનન્તા જીવો હોય તેને.
પ્ર૦ સાધારણ, વનસ્પતિના નામ કહો ?
ઉ૦ લસણ, ડુંગળી, બટેટા, સુરણ, આદુ, ગરમર, રતાળુ, પિંડાળુ, નીલી હરદર વિગેરે જમીનમાં થાય તેને કહેવું.
પ્ર૦ કંદમૂળના એક કકડામાં કેટલા જીવો હોય?
ઉ૦ અનન્તાજીવો હોયછે,માટે કંદમૂળ નજખાવું.
પ્ર૦ કંદમૂળનાખોરાકને જ્ઞાનિમાહારાજે કેવોકહ્યોછે?
ઉ૦ અભક્ષ કહેલછે .
પ્ર૦ જમીનકંદ ખાવાથી શું થાય છે ?
ઉ૦ પ્રથમ તો અનન્તા જીવોની દયા રહેતી નથી અને બુદ્ધિ ભ્રષ્ટ થવાની સાથ, વિષયની

વૃદ્ધિ થાય છે. માટે સમજુ લોકોએ કંદ
નજ ખાવું.

સ૦ કંદમૂળમાં રહેલ જીવોનું આયુષ્ય કેટલું ?

જ૦ જઘન્ય અને ઉત્કૃષ્ટ અંતર મુહૂર્તનું હોયછે.

સ૦ સૂક્ષ્મ અને સ્થાવર સર્વ જીવોને શરીર
કેટલા અને કયા કયા હોય ?

સ૦ ત્રણ શરીર હોય તે-ઉદારિક શરીર, તેજસ
શરીર, અને કાર્મણ શરીર, એત્રણ હોયછે.

સ૦ સૂક્ષ્મ અને સ્થાવર સર્વ જીવોને ઇંદ્રિ
કેટલી હોય ?

જ૦ એક સ્પર્શ ઇંદ્રિજ હોય છે.

## પાઠ ૧૭ મો. વિગલેંદ્રિ જીવોનો.



સ૦ વિગલેંન્દ્રિ જીવો કહેવાનો હેતુ શું ?

જ૦ વિકળપણું છે માટે, જેમકે પોતે નથી જા-
ણતા કે મારૂ મૃત્યુ થશે એમ નહી જાણતા

દુધ, દહીં, તેલ, ઘી, શાક દીપક ઉપર પડ-
તું મુકે છે. માટેજ વિગલેંન્દ્રિ કહેલ છે.

સ૦ વિગલેંન્દ્રિવાળા જીવોના ભેદ કેટલા અને
કયા કયા ?

જ૦ ત્રણ ભેદ તે બેઈન્દ્રિ, તેઈન્દ્રિ, અને ચૌ-
રેંદ્રિ જીવો.

સ૦ બેઈન્દ્રિ જીવોનાં નામ કહો ?

જ૦ શંખ, કોડા, છીપ, જળો, અળસીયા, વાળા
વગેરે ઘણા છે

સ૦ બેઈન્દ્રિ જીવોનું આયુષ્ય કેટલું ?

જ૦ જઘન્ય અંતર મુહૂર્ત અને ઉત્કૃષ્ટ બાર
વર્ષનું હોય છે.

સ૦ બેઈન્દ્રિ જીવોને ઇન્દ્રિ કેટલી અને કઈકઈ ?

જ૦ બેઈન્દ્રિ જીવોને કાયા ઇન્દ્રિ, અને જીભ્હા
ઇન્દ્રિ હોય છે.

સ૦ તેઈન્દ્રિ જીવોના નામ કહો ?

જ૦ જું, લીંખ, ચાંચડ, માંકડ, ઉધાઈ ઘનેડા કીડીયું, કુંથવાદિક ઘણા છે.

સ૦ તે ઇંન્દ્રિ જીવોનું આયુષ્ય કેટલું ?

જ૦ જઘન્ય, અંતમુહૂર્તનું અને ઉત્કૃષ્ટુ ઓગણપચાસ દિવસનું.

સ૦ તે ઇંન્દ્રિ જીવોને ઈંન્દ્રિ કેટલી, અને કઇકઇ

જ૦ ત્રણ ઈંન્દ્રિ હોય, તે કાયા, જીભ અનેનાસીક.

સ૦ ચૌરેંન્દ્રિ જીવોના નામ કહો ?

જ૦ માંખી, મસલાં, ભમરા, ડાંસ, વિંછી, પતંગ, કરોળીઆ ખડમાંકડી વગેરે ઘણા છે-

સ૦ ચૌરેંન્દ્રિ જીવોનું આયુષ્ય કેટલું?

જ૦ જઘન્ય અંતમુહૂર્તનું ઉત્કૃષ્ટુ ૭ માસનુંહોયછે.

સ૦ ચૌરેંન્દ્રિ જીવોને ઈંન્દ્રિ કેટલી અને કઇકઇ ?

જ૦ ચાર ઇંન્દ્રિ હોય તે કાયા. જીભ, નાસીકા અને આંખ હોય છે.

## પાઠ ૧૮ મો. પંચેંદ્રિ જીવનો.

સ૦ પંચેંદ્રિ કોને કહેવા ?

જ૦ પાંચ ઈંન્દ્રિ જે જીવોને હોય તેને

સ૦ પાંચ ઈંન્દ્રિ કઈ કઈ ?

૧. શ્રોત્ર(કાન), ૨ ચક્ષુ, ૩, નાસીકા, ૪, જીભ [મુખ] ૫, સ્પર્શ (કાયા) પાંચઈંન્દ્રિ.

સ૦ પંચેંન્દ્રિ જીવોના ભેદ કેટલા ?

જ૦ ચાર ભેદ.

સ૦ પંચેંન્દ્રિ જીવોના ચાર ભેદ કયા કયા ?

જ૦ નારકો, તિર્યંચ, મનુષ્ય, અનેદેવતા એચારભેદ.

સ૦ નારકીના ભેદ કેટલા ?

જ૦ રત્ન પ્રભાદિક ૧૪ ભેદ છે.

સ૦ નારકીના જીવોને દુઃખ કેટલું હોય છે?

જ૦ અનંત દુઃખ છે, અને તે નારકીના જીવોને હંમેશાં પરમાધામી મારઝુડ કરે છે.

સ૦ નરકમાં શું કર્તવ્ય કરવા વાળા જાય ?

જ૦ પ્રાણી(જીવ) વધકરનાર, અન્યાય, અનીતિ ચોરી, વ્યભિચારી, જુગટીઓ, દારૂપીવાવાળો અને માંસનો ખાનાર જાયછે, માટે તે કૃત્ય નજ કરવું.

સ૦ નારકીના જીવોનું આયુષ્ય કેટલું ?

જ૦ જઘન્ય દશ હજાર વર્ષનું, અને ઉત્કૃષ્ટ તેત્રીસ સાગરનું હોય છે.

સ૦ તિર્યંચ પંચેન્દ્રિના ભેદ કેટલા અને કયાકયા?

જ૦ ૨૦ ભેદ. તે જળચર, સ્થળચર, ઉરપર, ભુજપર, ખેચર એ પાંચ સમુર્છિમ. અને પાંચ ગર્ભજ એ દશના અપર્યાપ્તા અને પર્યાપ્તા એમ સર્વ મળી ૨૦ ભેદ છે.

સ૦ સમુર્છિમ કોને કહેવા ?

જ૦ માતા પિતાના સંયોગ વિના અશુચી પદાર્થ માંહેથી એકદમ ઉત્પન્ન થાય તેને કહેવા.

સ૦ ગર્ભજ કોને કહેવા ?

જ૦ માતા પિતાના સંયોગથી ઉત્પન્ન થાયતેને.
સ૦ તિર્યંચ ગતિમાં શું કર્તવ્ય કરવાથી જવાય?
જ૦ માયા, કપટ, છળ, વિશ્વાસઘાતાદિ કરવાથી.
સ૦ તિર્યંચ જીવોનું આયુષ્ય કેટલું ?
જ૦ જઘન્ય અંતર મુહૂર્તનું અને ઉત્કૃષ્ટુ ત્રણ પલ્યનું હોય છે
સ૦ મનુષ્યના કેટલા ભેદ અને કયા કયા ?
જ૦ ૩૦૩ ભેદ. તે ૧૫ કર્મભુમિના ૩૦ અકર્મભૂમિના, ૫૬ અંતરદ્વિપાનાએ એકસોને એક ગર્ભજના અપર્યાપ્તા અને પર્યાપ્તા એવં ૨૦૨, અને ૧૦૧ ક્ષેત્રના સમુર્છિત મનુષ્ય, મળ, મુત્રાદિક અશુચિમાં ઉપજેછે તેસર્વ મળી ૩૦૩ ભેદ મનુસ્યના સમજવા.
સ૦ મનુષ્યોનું આયુષ્ય કેટલું ?
જ૦ જઘન્ય અંતર મુહૂર્ત અને ઉત્કૃષ્ટુ ત્રણ પલ્યનું હોય છે.

સ૦ સમુર્છિમ મનુષ્યનું આયુષ્ય કેટલું ?
જ૦ જઘન્ય અને ઉત્કૃષ્ટું અંતર મૂહૂર્તનું હોયછે.
સ૦ શું કર્તવ્ય કરવાથી મનુષ્ય મરી મનુષ્યથાય?
જ૦ ભદ્રિક પરિણામ, અને સર્વ સાથે નમ્રતા રાખવાથી.
સ૦ દેવતાના ભેદ કેટલા અને કયા કયા ?
જ૦ ચાર ભેદ, તે ભવનપતિ દેવો, વાણવ્યંતર દેવો, જયોતિષિના દેવો અને વૈમાનિક દેવો એ સર્વના મળીને ૧૯૮ ભેદ દેવોના થાયછે
સ૦ દેવતાઓનું આયુષ્ય કેટલું ?
જ૦ જઘન્ય દશ હજાર વર્ષનું અને ઉત્કૃષ્ટુ તેત્રીસ સાગરનું.
સ૦ શું કર્તવ્ય કરવાથી દેવ ગતિમાં જવાય ?
જ૦ દાન, પુન્ય, શીયળ, અને સત્યાદિક સદાચાર આચરવાથી જવાય છે.
સ૦ શું કર્તવ્ય કરવાથી કર્મથી મુકત થવાય ?

જ૦ જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ, એ ચાર નું શુદ્ધ ભાવે આરાધન કરતાં કર્મ રહિત થવાથી મુક્ત થવાય છે,



## પાઠ ૧૯ મો. નવત-ત્વ.

### ભાગ-૧લો

સ૦ મોક્ષની ઈચ્છાવાળાએ અવશ્ય શું જાણવું જોઇએ ?

જ૦ નવત-ત્વનું સ્વરુપ.

સ૦ ત-ત્વ કેટલા ?

જ૦ નવ.

૦૦ ત-ત્વ એટલે શું ?

જ૦ ત-ત્વ એટલે સાર.

સ૦ નવત-ત્વના નામ કયા કયા ?

જ૦ ૧. જીવત-ત્વ, ૨. અજીવત-ત્વ, ૩. પુણ્યત-ત્વ, ૪. પાપત-ત્વ, ૫. આશ્રવત-

-ત્વ, ૬. સંવરતત્-ત્વ, ૭. નિર્જરાતત્-ત્વ, ૮. બંધતત્-ત્વ, અને ૯. મોક્ષતત્-ત્વ.

સ૦ જીવતત્-ત્વ કોને કહે ?

જ૦ વ્યવહાર નયેકરી જે શુભાશુભ કર્મનો કર્તા અને ભોકતા છે; નિશ્ચયનયે કરી જ્ઞાન, દર્શન, ચારિત્ર રુપનિજ ગુણોનો જ કર્તા અને ભોકતા છે; અથવા સુખ દુઃખ, જ્ઞાનોપયોગ, લક્ષણવંત ચેતના સહીત હોય તથા પ્રાણ ધારણ કરે તેને જીવતત્-ત્વ કહે છે.

સ૦ અજીવતત્-ત્વ કોને કહે ?

જ૦ જીવના જે ગુણો ઉપર કહી બતાવ્યા તેથી વિપરીત જે ચૈતન રહિત જડ સ્વભાવવાળો હોય તેને અજીવતત્-ત્વકહેછે.

સ૦ પુણ્યતત્-ત્વ કોને કહે ?

જ૦ જેજે શુભ કૃત્યો કરવાથી પુણ્યનો સંચય થાય અને સુખનો અનુભવ થાય તેને પુણ્યતત્-ત્વ કહેછે

સ૦ પુણ્ય કેટલા પ્રકારે ઉત્પન્ન થાય ?

જ૦ નવ પ્રકારે.

સ૦ નવ પ્રકાર કયા કયા

જ૦ ૧, અન્ન આપવાથી, ૨, પાણી પાવાથી, ૩, સ્થાનક આપવાથી, ૪. શય્યા, પાટ, પાટલાદિ, આપવાથી ૫. વસ્ત્ર આપવાથી, ૬. મનભલું પ્રવર્તાવવાથી, ૭ વચન શુંભ બોલવાથી ૮. કાયાએ ભકિત કરવાથી, અને ૯. દરેક પ્રાણીને નમસ્કાર કરવાથી, અર્થાત માન મુકવાથી. એ નવ.

સ૦ નવ પ્રકારે પુણ્યકરવાથી શું લાભથાય?

જ૦ પુણ્ય કરવાથી શાતા વેદની, ઉંચગોત્ર મનુષ્યપણું, દેવપણું, અને છેવટે તી-

થંકર નામકર્મ પણ ઉપાર્જન કરા
યછે. તેના ૪૨ ભેદ છે

સ૦ પુણ્ય કરવાથી મોક્ષ મળે કે કેમ

જ૦ પુણ્યથી મોક્ષ મળે નહી, પરંતુ મો
ક્ષ જવા માટે સ્હાય ભૂત છે. જેમ
દરિયો પસાર કરવા માટે વહાણુ સ્હા
યભૂત છે, તેમ સંસાર સમુદ્ર પસાર
કરવા માટે પુણ્ય સ્હાયભૂત છે ખરૂં,
પણ તેથી શુભ ફળો ઉદય આવતા
તેમાં રાચવું નહિ.

સ૦ પાપતત્વ કોને કહે ?

જ૦ ખરાબ કૃત્ય કરવાથી અશુભ કર્મના
સંચય થાય, અને દુઃખનો અનુભવ
થાય તેને પાપતત્વ કહે છે.

સ૦ પાપ કેટલા પ્રકારે બંધાય છે ?

જ૦ અઢાર પ્રકારે.

સ૦ અઢાર પાપ સ્થાનકના નામ કહો ?

જ૦ ૧ જીવહિંસા કરવી ૨ જૂઠું બોલવું, ૩ ચોરી કરવી, મૈથુન સેવવું. ૫ પરિગ્રહ મેળવવો, ૬ ક્રોધ કરવો, ૭ માન ૮ માયા, ૯ લોભ, ૧૦ રાગ, ૧૧ દ્વેષ, ૧૨ ક્લેશ કરવો, ૧૩ આળચડાવવું, ૧૪ ચાડી કરવી, ૧૫ પારકા વાંકા બોલવા, ૧૬–ખુશી દીલગીરી રાખવી, ૧૭ કપટ સહિત જૂઠું બોલવું અને ૧૮ ખોટા દેવ, ગુરૂ અને ધર્મનુ શલ્ય રાખવું એ અઢ.ર.

સ૦ તે પાપના ફળ ઉદય આવે ત્યારે શું શું પ્રાપ્ત થાય ?

જ૦ પ્રથમ તો અશાતાવેદની ઉત્પન્ન થાય, નીચગોત્રમાં જવું પડે. જયાં જાય ત્યાં કોઈ બોલાવે નહી, જશ મળે નહી ખાવાને પૂર્ણ મળે નહી વગેરે ૮૨ ભેદે દુઃખ ઉપાર્જન થાયછે.

## ભાગ ૨જો



સ૦ આશ્રવતત્વ કોને કહે ?

જ૦ અવ્રત તથા અપચ્ચખાણે કરી તથા વિષય કષાએ કરી આત્મા રૂપ તળાવને વિષે ઇંદ્રિ આદિક ગરનાળે કરી પાપ કર્મરૂપ જળનો પ્રવાહ આવે તેને આશ્રવ કહીએ.

સ૦ આશ્રવના કેટલા ભેદ ?

જ૦ આશ્રવના ૨૦ ભેદ.

સ૦ વીસ ભેદ કયા કયા ?

જ૦ ૧. મિથ્યાત્વ, ૨. અવ્રત, ૩. પ્રમાદ, ૪. કષાય, ૫. અશુભજોગ, ૬. જીવહિંસા, ૭. જૂઠું બોલવું, ૮. ચોરી કરવી, ૯. મૈથુન સેવવું, ૧૦. પૈસો રાખવો, ૧૧. કાન વશ ન રાખે, ૧૨. આંખ વશ ન રાખે, ૧૪. જીભ વશ ન રાખે, ૧૫. સ્પર્શ ઇંન્દ્રિ વશ ન રાખે, ૧૬. મન વશ ન રાખે, ૧૭.

વચનને વશ ન રાખે, ૧૮ કાયા વશ નરાખે. ૧૯ વાસણ કુસણ વગેરે જાળવ્યા વિના લે-મૂકે, ૨૦ ડાભના અગ્ર ઉપર જેટલું પાણી રહે તેટલું થોડું પાપ કરે તોપણ તે આશ્રવ. તેના વિસ્તારપૂર્વક ૪૨ ભેદ છે.

સ૦ સંવરતત્વ કોને કહે ?

જ૦ વ્રત, પ્રત્યાખ્યાન, ત્યાગ, નિયમ વડે કરી આવતા કર્મ રોકાય અર્થાત પાંચ સુમતિ. ત્રણ ગુપ્તિએ કરી આશ્રવને અટકાવવો તેને સંવરતત્વ કહે છે.

સ૦ સંવરતત્વના કેટલા ભેદ ?

જ૦ તેના ૨૦ ભેદ છે,

સ૦ વીસ ભેદ કયા કયા ?

જ૦ ૧ સમકિત, ૨ વ્રત—પચ્ચખાણ, ૩ અપ્રમાદ, ૪ અકષાય, ૫ શુભયોગ, ૬ જીવદયા, ૭ સત્ય બોલવું, ૮ ચોરી ન કરવી, ૯ શીયળ, ૧૦ અપરિગ્રહ, ૧૧ શ્રોતેન્દ્રિ,

૧૨ ચક્ષુઇંન્દ્રિ, ૧૩ ઘ્રાણેંન્દ્રિ ૧૪ રસઇંન્દ્રિ, ૧૫ સ્પર્શેન્દ્રિ, ૧૬ મનયોગ, ૧૭ વચન યોગ ૧૮ કાય યોગ ૧૯ ભંડ ઉપગરણ જતનાએ કરી લે-મૂકે, ૨૦ જરા પણ પાપ ન કરે તે. વિશેષે ૫૭ ભેદ છે.

સ૦ નિર્જરાત-ત્વ કોને કહે ?

જ૦ આત્માના પ્રદેશ સાથે વળગેલ કર્મને બાર ભેદે તપશ્ચર્યાએ કરી દૂર કરવા તેને નિર્જરાત-ત્વ કહે છે.

સ૦ નિર્જરાત-ત્વના કેટલા ભેદ ?

જ૦ નિર્જરાત-ત્વના બાર ભેદ.

સ૦ બાર ભેદ કયા કયા ?

જ૦ ૧ ઉપવાસ કરવો, ૨ થોડું જમવું, ૩ સચેત-દ્રવ્યનો ત્યાગ કરવો, ૪ સારા સારા રસનો ત્યાગ કરવો, ૫ તપે કરી કાયાને કલેશ ઉપજવો, ૬ અંગ ઉપાંગ વશ રાખવું, એ છ બાહ્ય તપ, ૧ પ્રાયશ્ચિત, ૨

વિનય, ૩ વૈયાવચ્ચ, ૪ સઝઝાય, ૫ ધ્યાન, ૬ કાયોત્સર્ગ, એ છ અભ્યંતર તપ મળી ૧૨ ભેદ.

સ૦ બાહ્ય તપ જે અણસણાદિક, તે આદરવાથી શું લાભ થાય ?

જ૦ દેવની ગતિ મળે અને મોક્ષ મેળવવામાં સહાયભૂત થાય.

સ૦ અભ્યંતર તપ જે પ્રાયશ્ચિત, વિનયાદિક આદરવાથી શું લાભ થાય ?

જ૦ મોક્ષ મળે છે, અને અનન્તા કર્મનો ક્ષય કરવામાં તે તપ બહુજ ઉપયોગી થઇ પડેછે.

---

## ભાગ ૩જો.

સ૦ બંધતત્વ કોને કહે ?

જ૦ આત્માના પ્રદેશ સાથે કર્મના પુદ્ગલ ખીર–નીરની, અને લોહપિંડ અગ્નિની પેરે બંધાઇ એકમેક થઇ

રહે તેને બંધતત્ત્વ કહેછે.

સ૦ બંધતત્ત્વના કેટલા ભેદ ?

જ૦ ચાર ભેદ.

સ૦ ચાર ભેદ કયા કયા ?

જ૦ ૧ પ્રકૃતિ બંધ, ૨ સ્થિતિ બંધ, ૩ અનુભાગ બંધ અને ૪ પ્રદેશ બંધ.

સ૦ મોક્ષતત્ત્વ કોને કહે ?

જ૦ આત્માના સર્વ પ્રદેશથી સર્વ કર્મનું છૂટવું, સકળ બંધનનું મુકાવું, સકળ કાર્યની સિદ્ધિ થાય તેને મોક્ષતત્ત્વકહેછે.

સ૦ મોક્ષ પામવાના કેટલા પ્રકાર ?

જ૦ ચાર.

સ૦ કયા કયા ચાર પ્રકાર ?

જ૦ ૧ જ્ઞાન. ૨ દર્શન, ૩ ચારિત્ર અને ૪ તપ. એ ચાર સેવવાથી કર્મથી મુકાઈ મોક્ષ ગતિને પામે છે. એટલે સિધ્ધ થાય છે.

સ૦ સિદ્ધ થવાના કેટલા ભેદ ?

જ૦ પંદર.

સ૦ પંદર ભેદ કયા કયા ?

જ૦ ૧ તીર્થ સિદ્ધા, ૨ અતીર્થ સિદ્ધા, ૩ તીર્થંકર સિદ્ધા, ૪ અતીર્થંકર સિદ્ધા, ૫ સ્વયંબોધ, સિદ્ધા, ૬ પ્રત્યેકબોધ સિદ્ધા, ૭ બુધબોહિ સિદ્ધા, ૮ સ્ત્રીલિંગ સિધ્ધા, ૯ પુરૂષલિંગ સિધ્ધા, ૧૦ નપુષકલિંગ સિધ્ધા, ૧૧ સ્વલિંગ સિદ્ધા, ૧૨ અન્યલિંગ સિધ્ધા, ૧૩ ગૃહસ્થલિંગ સિધ્ધા, ૧૪ એક સિધ્ધા, ૧૫ અનેક સિધ્ધા. એ પંદર.

સ૦ મોક્ષના દ્વાર કેટલા ?

જ૦ નવ દ્વાર.

સ૦ નવ દ્વાર કયા કયા ?

જ૦ ૧ સદ્દપદ પરૂપણાદ્વાર, ૨ દ્રવ્ય પરિ-

માણુ દ્વાર, ૩ ક્ષેત્ર પરિમાણુ દ્વાર, ૪ સ્પર્શના દ્વાર, ૫ કાળદ્વાર, ૬.ભાગ-દ્વાર, ૮ અંતર દ્વાર ૯ અલ્પ બહુત્વદ્વાર.

સ૦ કેવા હોય તે મોક્ષ જાય ?

જ૦ ત્રસપણે, બાદરપણે, સંજ્ઞીપણે, વજ્ર-રુષભ નારાચસંઘયણુપણે, મનુષ્યપણે, ક્ષાયક સમકિતિ, યથાર્થ ચારિત્ર, પંડિત વીર્ય, શુકલ ધ્યાન, કેવળ જ્ઞાન કેવળ દર્શન, ભવ્ય સિદ્ધિ, પરમ શુકલ લેશ્યા, ચરમ શરીરી, પર્યાપ્તા, અપ્રમાદી, અવેદી, અકષાયી, નિગ્રંથી, જઘન્ય બે હાથની, અને ઉત્કૃષ્ટી ૫૦૦ ધનુષ્યની અવઘેણાવાળો; જઘન્ય નવ વર્ષનો, ઉત્કૃષ્ટો ક્રોડ પૂર્વના આયુષ્યવાળો જીવ કર્મ ભૂમિનો હોય તેમાંથી મોક્ષ જાય.

# ઉપદેશી સ્તવન.



સઊ ઘરબાર સારૂં, મિથ્યા કહેછે મારૂં મારૂં;
તેમાં નથી કશું તારૂં રે, પામર પ્રાણી
ચેતતો ચેતાવું તનેરે પામર પ્રાણી 1
તારે હાથ વવરાશે, તેટલુંજ તારું થાસે;
બીજું તો બીજાને જાસેરે, પામર પ્રાણી 2
માંખીઓએ મધ કીધું, નખાધું નદાન દીધું;
લૂંટનારે લૂંટી લીધુંરે પામર પ્રાણી— 3
ખંખેરીને હાથ ખાલી, ઓચિંતાનું જવુંચાલી;
કરે માથાં કૂટ ખાલીરે, પામર પ્રાણી— 4
સાહુકારીમાં સવાયો, લાખોપતિ તું લખાયો
કહે સાચું શુકમાયો રે, પામર પ્રાણી— 5

આવે તારી સાથે એવો, કમાયો તું માલ કેવો;
એજ તપાસ તેવોરે, પામર પ્રાણી- ૬
ખોળામાંથી ધન ખોયું, ધુળથી કપાળ ધોયું,
જાણપણું તારૂ જોયુંરે, પામર પ્રાણી— ૭
હુજી હાથમાં છે બાજી, કરતું પ્રભુને રાજી;
તારી મુડી થાશે તાજીરે, પામર પ્રાણી- ૮
મનનો વિચાર તારો, મનમાં રહી જનારો;
વળતી નઆવે વારોરે, પામર પ્રાણી— ૯
નિસર્યો જ્યાં શરીરથી, પછી તું માલીકનથી;
દલપતે કહ્યું કથીરે, પામર પ્રાણી— ૧૦

---

" પાનીમેં મીન પીયાસી
મોએ સુન સુન આવત હાંસી ॥ પાની ॥
આતમ જ્ઞાન વિના નર ભટકે
ક્યાં મથુરા ક્યાં કાશી " ॥ પાની ॥